3૯૪૪

## અર્પણ.

વિષ્ણુ તણા ચરણમાં જ્યમ જાન્હુવીછે,
શંભુ તણી સુખદ સોડ વિષે શિવાછે;
દુઃખે દિવાનિ ત્યમ આ હરિમિત્રપાસે,
દિવ્ય પ્રિયા ધસતિ તીવ્ર દુખાદિત્રાસે.
છાને કલંકિત કહે મુજ કામિનીને,
જાણું ન નીચ થઈ દાસપણું કરે એ;
શું પેટનાજ બળિયા જગ બાળશે કે?
શું બોલવે! ઝડપથી સઘળું જણાશે.

હિતસ્વી દાસતો.

નવીનજ.

# સૂચના.

આને વળી પ્રસ્તાવના! હાલતો સૂચનાથીજ ચલવીશું. સૂચનામાંએ શું લખું? ભૂલ ચૂકની ક્ષામ એ તો છે જ; ના પણ "નવીન" ને શીરનામે જણાવજો; કેમ કે એ ગરિબ—પોપનાં વચનથી જ અજમાયસ સારૂ ખાસ બા'ર પડેલો, તમારો મત ક્યાંથી જાણે? ઘણી વાતે પીડાઈ આ ગુર્જર ગ્રંથકારોની પંક્તિમાં પ્રવેશ તો પામ્યોછું હવે-તો છે સાક્ષરને સહૃદય ગૂર્જર કે-ભાગ્ય પર ચિઠ્ઠિ. ભયથી ગુમછું. તમને ગમે તે નામ પાડજો. તમારા રંગ જોઈ વળી એ પણ બીજા ઢંગે દેખા દેશે; પણ હાલતો સરસ્વતીચંદ્રમાંના નાજરીક વિલક્ષણ—રસિક ગુણીજનનો દાસ જન એ છે એક—

**અમદાવાદ.**
દોશીવાડાની પોળ.

**—નવીન—**

"I writ because it amused me * * I published because I was told, I might please such as it was a credit to please. To what degree I have done this, I am really ignorant."

POPE.

તા૦,૨૩ માર્ચ ૧૮૮૯.

# પ્રેમીનેપત્ર ૧. ૩૯૮૪

સ્વસ્તિ!સુધાકર! તને દૂર દેશવાસી.
છો ગંડુ લોક કરતા જગ માંહિ હાંસિ;
આ પોયણું અહિં પડ્યું ચિમળાઇ આજે;
હા! હા! હરિ! જરિક પત્ર પીયૂષ પાજે.–૧

શું તેં વિસારી સઘળી મમતા મયાળુ!
કે અન્ય સાથ રમતો, દિલથી દયાળુ?
શું પ્રીતરંગ નિવડેલ પતંગ રંગે?
છે લુપ્ત કે પ્રબળ રંગ તણા પ્રસંગે.– ૨

રે! તું અધિરાઈ ભલે પટાવે,
મારૂં કદાપિ મન એમ માને?
મેં તો કર્યો નિશ્ચય ચિત્ત માંહિ,
આ પ્રીતનો નાશ થવોજ નાહિં.– ૩

ભલે રાખોભાવે ચ્ટમક તમે શુષ્ક સ્થળમાં;

ભલે નાંખો ભાવે વરશશત ઉંડાણુ જળમાં;
તથાપિ ત્યાંથી તો હરનિશ ખરે અગ્નિ ઝરશે.
ખરી પ્રીતિ તે તો શતયુગ ગયે ના પલટશે.– ૪

એકાંત પેશી, બાગ બેસી, સહજ કીધી વાત જે;
રમણીક ચાંદરણે રમી, કીધેલ વાક્ય વિલાસ જે;
અતિ ઉચ્ચ પણ નિરદોષ જે ઉપભાગ ભોગવીયા ઘણા,
હરિગીત ગાતાં આજ તે સંભારતામાં અવનવા.– ૫

જ્યારે જ્યારે ચતુર મળતાં ખોલતાં ચોસઠોને;
પીપી પોને રસિક રસને બાળતા તે શઠોને,
જેણે નો’તિ રસિક જનની શુદ્ધ પ્રીતિ પિછાણી.
હા! હા! ત્યારે ક્ષણિક સઘળી મોજ સ્વપ્ને ન જાણી.–૬

જાણ્યું નો’તું ભાઈ! રમત ગમત ઝટ આમ વહી જાશે,
તોયે વિલાસ સ્મરતાં, ઉર ઉલ્લાસિત કાંક ભાઈ ભાસે.–૭

પરવારી કરી નિજ કાર્ય થકી,
તન તાપ તથા ગભરાટ થકી;
મન શાંત થવા જન જ્યાં મળતા,
ધન્ય! **એલિસબ્રીજ** મુખે વદતા.– ૮

કંઇ એકલડા કંઇ મંડળમાં

કંઈ પ્રેમી પ્રિયા તણી સંગતમાં,
ચિત ચિંતવતા મન રીઝવતાં;
કંઈ ગદ્પટ કાન વિષે કરતાં.— ૯

કંઈ હાસ્ય થકી કંઈ ગાન થકી,
કંઇ માન તથા ધનવાત થકી;
નિજ કાળ વ્યતીત કર્યે જ જતા,
હરખીત ઉમંગી બધા દિસતા.— ૧૦

પ્રિયથી પ્રિય ત્યાં મળતાજ હતા,
શુભ શાંત સમીર અનુભવતા;
કુદરત્ત તળે ઉપરે નિરખી,
હરખી મુખડે ચઢતી સુરખી.— ૧૧

ગુણ પુષ્પ તણા જગ જાણ કરે,
સુજનો સમ વાયુ સદા વરતે;
ગુણી, જોઇ, સ્વચિત્ત અહીં ઠરતાં,
ધનવાદ બધા સ્થળને વદતા.— ૧૨

વળી હું પણ એમ મુખે ઉચરૂં,
શુભ એલિસબ્રીજ કદિ વિસરૂં;
અતિ ઉત્તમ મંગળ માંહિ ગણ્યું,

પ્રીત મંગળ મંડન ત્યાંથી થયું.- ૧૩
જન ત્રાહિતથી મળી આપણ ત્યાં,
થઇ મિત્ર વળી મળીઆ પણ ત્યાં;
સુણી પ્રેમથી વાત વિમુખ રહી,
રહી સન્મુખ ગોષ્ટી તિહાંજ થઈ.- ૧૪
કંઈ વર્ષ પરે બની વાત લખું,
મન આજ બનેલિ જ હું નિરખું;
પ્રિય પ્રેમી સમાગમ માંહિ ગયો,
કયમ કાળ જણાય ગણાય ગણ્યો.- ૧૫
નવનાવિ કવિતા તે આપણે ગાઇ પ્રીતે,
રસિક થઇ ઉમંગે ચર્ચતા શુદ્ધ રીતે;
અવિક જન તણી તે મંડળી ભવ્ય ભાળી,
મુખ વિકસિત થાતાં પ્રેમીનેત્રો નિહાળી.- ૧૬
ભુલ ચુક બની મોટી તે દિને તો કરેલી,
પરખ ન હતી તે દી ગોળને ખોળ કેરી;
નિજ જન કંઈ સ્વાર્થી સાધુ સંગે ગણાયા,
પણ સમય રૂપી તે ચારણીએ ચળાયા.-૧૭
વિધવિધ વિષયોની વાત ત્યાં કેવી થાતી !

મનહર ઝળકીતી કાંતિની સાથ શાંતિ;
ઝણુણુ ઝણુણુ કેવી થાતીતી તેજ ઠાર,
સરિત તટ નિવાસી સાધુ કેરી સતાર!– ૧૮

દરજી કહી હસંતા પાદરી યાદ છે કે?
રણભૂમિ જહિં વૃત્તિ પારખું થાતું તું તે;
અધધધ પણ આશું ભૂત તે સર્વ ભાસે!
સુખ સમય તણા તે દિન તો હા! ગયા છે.–૧૯

હાય! કાળ ફાળ ભરી નાઠો નાઠો નાઠો જાય,
નવું જુનું જુનું નવું જેમ તેમ કરતો;
બાળને યુવાન કરી યુવાન ને વૃદ્ધ કરી,
વૃદ્ધને સમીપ જમપુર કેરી ધરતો;
નિરદોષી દોષી કરી શાંતને મદાંધ કરી,
મદાંધને મારી કુટી પછી થીર થાપતો.
સપાટા સહન કરી આમ હું અનેક ભાઇ,
સ્નેહના સંબંધી વાત અવનવી સ્મરતો.–૨૦

લાડી ગાડી વાડી તણી મોજને મજાને માટે,
પ્રીત જે બંધાઈ તેને ધિક્! ધિક્! ધિક્! છે.
દામના દમામ થકી અધિકાર ભાર થકી;

પ્રીત જે બંધાઇ તે તો ઠિક ઠિક ઠિક છે.
સે'લાઇથી સ્વારથજ સાધી લેવા સારૂ સાંધ્યો,
સ્નેહ જે સંસાર માંહિ તેને ફિટ્ ફિટ્ ફિટ્ છે!
કાળક્ષેપ કરવાને ઠીક ધારી પ્રીત બાંધી;
નિરગુણી સાથ તેને છિટ્ છિટ્ છિટ્ છે!–૨૧

હોક્કા ગગડાવા કાજે મધપાન પીવા કાજે,
વ્યસનીની પ્રીત તેનું પ્રીત માંહિ લેખું છે!
જગમાં જણાવવાને ટાણે ટુણે ઘૂમવાને,
પ્રીત જે બંધાઈ તેનું પ્રીત માંહિ લેખું છે!
'ભાઈ ભાઈ' કે'તાં પણ ભાવ ન પૂછાય તોય,
પરાણેજ સ્નેહી તેનું સ્નેહી માંહિ લેખું છે!
મટોડીના સિંહનું ને કાગળના વાઘ કેરૂં,
સાચા સિંહ વાઘ માંહિ કોણે ગણ્યું લેખું છે?–૨૨

જગ ઠગ જર થકી તર હશો ત્યાંજ લગી,
છંદમાં છકેલ થઈ સુજન વિસરશો;
જર જતાં છર જતાં હાડધુળ થતાં વાંત,
સુજન સ્વજન દેખી દિલ માંહિ ડરશો.
જેની સાથે ખાનપાન કરી રમ્યા રાગ રંગ,

અંગથી અલગ દેખી ઉરથી ઉછળાશો;
બોગ જોગે મળ્યે વાટે મોઢું મરડેલ ભાળી,
બાપ! પસતાઈ પછી નૈન નીર ભરશો.–૨૩

કામના પ્રસંગ માંહિ શૂરા પૂરા ભાઈ ભાળી,
તેથી માત્ર પ્રીતિપાત્ર કદિ નવ ગણશો.
ધન માલ માન તથા રમણીના રંગ તણી,
આશાએ ભમંતો ભૂત ભાળી પછી બનશો.
ફૂંકી ફૂંકી ફોલી ખાતા ફાંફાં મારી ફરતા એ,
ઊંદરડા ઝેરી જાણી દિલમાંહી ડરજો;
પૂરણ પ્રતીતિ પાડી લાગ વગ સાધી લેવા,
વેતમાં ભમંતાં ઠગ શિઆળ સમજજો.– ૨૪

અમે દિલોજાન દોસ્ત અમે ફ્રેન્ડ ઇન્ટીમેઇટ
અમે મિત્ર સાચા એમ મુખ ન ઉચરશો;
હાથ ચઢયો કાચ લઈ નાચે હીરો હીરો કહી,
તેની પેઠે તમે પણ મૂરખમાં ખપશો.
ન્યાય કાવ્ય કોષ વેદ ગણિતને જોષ જાણી,
કે ભૂમિતિ ભણી પ્રીત પારખુ ન બનશો;
પ્રીતિ રત્ન કેરી જેને પૂરણ પારખ એવો,

વિરલો ઝવેરી જગ સહ્રદય જાણજો.—૨૫
શોક સર્પ ડંસ પર શીતળ જ જળ જેવી,
મનહર રસભરી બુદ્ધિ જે બનેલ છે;
તાપત્રય થકી ભયભ્રાંત ચિત્ત શાંત થવા,
ભરમી ભરમવાળી ઉમદા ભણેલ છે;
અટવી વિકટ ભવ રૂપી તેમાં ભટકાતાં.
અનીતિ સિંહ સ્તબ્ધ થવા મોહિની માનેલ છે;
ધન્ય! ધન્ય! પ્રીતિરત્ન! ધન્ય! ખાણ પાકયું જયાં આ,
પણ સાચુ મળવું આ અતિ મુસકેલ છે.—૨૬
મન ગણી ખાણ ઘણી પણ વાટપાડુ થકી,
બચી બા'ર આવવું એ અતિ મુશકેલ છે?
અદેખાઈ અસમજ આદી બાધઓ વટાવી,
સ્વારથ ધુતારો મારી પાડવો શું સે'લ છે?
નગીનગરો કે પછી ઝવેરીઓ ચોર મન્દ,
નશિબ! નશિબ! હાય! ફુટેલ ફુટેલ છે;
ત્યાંથી બચ્યા તોઃણે પરસુખમાં દુઃખીત એવા,
પ્રભુના વિસાર્યા જગ માંહિં તેં જોયેલ છે.—૨૭
નિત્ય નિત્ય અવનવું કાંક દેખી મિત્ર કરે.

એવો મૂર્ખને ચપળ મિત્ર જો વિસરશે;
અભિમાની બની તને તુચ્છ ગણી ગણે નહિં,
મદાંધ એવાથી જો બેદરકાર બનશે;
સે'જ સાજ વાંકું પડયે ઝટ વાંકા થઈ બેસે,
તેને નવગજ તણા નમસ્કાર કરશે;
ભાગ્યના ઉદય થકી નિભાવની કળા હશે,
તો તો પછી પ્રીતરવિ સહજ પ્રગટશે.– ૨૮

માનસ ગગન ગઢે તામસની રજ ગયે,
પ્રીતરૂચિ અરૂણ બેલાડિરાજ આવતા;
ડમરૂનો ડંકો સુણી બંધુગ્રહ ઝાંખા પડ્યા,
લટકસલામવાળા તારામૃગ નાસતા;
સ્વારથ અભાવ આદિ કિર્ણમાળ યાળ ભાળી,
કંટાળેલા વૃદ્ધ બિની થરથર કાંપતા;
તેવે તો તડુકતાને ધડુકતા ભાન ભૂલી,
પ્રીતરવિ સિંહરાજ પોતેજ પધારતા.– ૨૯

તમામ વિશ્વવાસિ ચિત્ત વજ્રના અધિપતિ!
વિરામિ આપ ચર્ણમાં વદું છું આજ વિનતિ;
અમાપ પાપ તાપ કાપ, આપ ચિત્તશાંતિને,

બતાવી સત્ય પંથ તું મટાડ અંધભ્રાંતિને.— ૩૦

છપાય છાપ વિશ્વમાં, જણાય, "પ્રીતભક્ત હું"
વિવેકને વિચારથી વિરક્તથી વિરક્ત છું;
સ્વદેશ વંશ આદિમાંહિ અંશ તું પસાર જે,
કદાપિ કાળ હે! દયાળ! ભક્ત ના વિસારશે—૩૧

વખાણશાં લખાણમાં લંબાણથી લખી શકે,
સદાય બ્રહ્મ બાપડો સ્વશીર કૂટણી કરે;
ગણાય તારકાદિ અંકના ગણિતથી ન આ,
બનાવી વસ્તુ એક એક ગુણ માપ માંહિઆં—૩૨

મુનિ જનો ન ઈચ્છતા તથાપિ છે પ્રગલ્ભ ધ્યાં,
અમે કિહાંથી નીકળી કિહાંજ આવિ જો અક્યા;
વિલંબ કેમ શું કરાય? કેમ પ્રીતને તજાય?
સુવખ્ત જાય આત્મધર્મ ભૂલી શું રમું બસું.—૩૩

"સૂતો શું પ્રાણી! મન સુખ માની,
જાગી ગાની બ્રહ્માણી;
વિશ્વે વખણાણી, જગ પૂજાણી,
પ્રબળ મનાણી જે શાણી;"
સૂતો તો જ્યારે, ચિંતાભારે,

મનથી ત્યારે આ વાણી,
સાંભળતાં જાગ્યો, બીવા લાગ્યો,
અદ્‌ભુત રચનાને ભાળી.—૩૪

દર્શનથી હારે, નેત્ર મારે,
ઉર અકળાવે એવી આ,
એક મુગ્ધા બાળા, કરતી ચાળા,
ભાળી જાણ્યું દુગ્ધા આ;
સાહેલી સાથે, કળસો માથે,
તાળી દેતી લેતીતી;
લલનાએ લટકે, મુખને મટકે,
નેત્ર કટાક્ષે જોતીતી.—૩૫

હું જાતે બિકણુ, દિલથી ડરકણુ,
નાશી જાવું ઝટ ધાર્યું;
ચિતમાં જઈ ચેતી ચપળા એ તો,
બાણુ મોહિની હા! માર્યું.
હું આમ ખસું વળી, તેમ ધસું પણ,
હાય! ખસાય જરાય નહિં;
ગતિ ભ્રષ્ટ થઈ, ઝટ સ્તબ્ધ થયો,

મતિ નષ્ટ થતી કંઈ તેથી રહી.—૩૬

મનમાં મૂઝાઈ, હું ગભરાઈ,
ઉંચું નીચું ભાળું જ્યાં,
વળી કૌતક બીજું, બાળા ત્રીજી,
ઠમક ઠમકતી આવી ત્યાં;
કરમાં તસ વીણા, બન્ને ઝીણા,
સ્વરથી સ્તવતી પાય નમી.
"કિરતિ કવિતા નિત રો' ઠરતી" ઝટ,
આશિષ આ ઉપરી ઉચરી.—૩૭

બન્ને વદતી:—"તુજ પાદપ્રસાદ
ચકી થીર થૈ ઠરતાંજ અમે.
સખી બોલી ઉઠી પણઃ—માત!
સખી મુજ લોભણી થાતીજ કોક સમે."
વદતી વિનતાઃ—મુજ ભ્રાત ગણી,
ઉદ્યોગ થકી ફરતીજ કદી;
પળ મહિયરનાંનાં ચિત્ત મનાવી,
પાછી આપ પદે ઠરતી—૩૮

તુજ ભક્ત પરે આસક્ત રહી,

મનમાંહિ મોટપ માનું છું.
શૂરવીર સુધી સુર કંથ નમી,
હુંજ ભાગ્યવતી જગ જાણું છું;
મુજ સામું ફરી પછી વાત કરી,
લલના શું હશે 'ઠીક' ઉચ્ચરતી?
ચાળા તો એવા રે! પણ આ શું!
ક્યાં ગઇ એ શું લોપ થતી—૩૯

મેં આંખ્યો ચોળી, જોયું ખોળી,
ભામા ક્યાંય ન ભાસંતી;
જોયાં જાગી કામે લાગી,
કિલ કિલ કરતાં તે પંખી;
સ્વપ્નું કે આતે માયા કે શું!
ચિત્ત તણો ભ્રમ આજ થવો
હતાશજનને આવો દેખા,
સ્વપ્ને પણ હા! ના જોવો!!!—૪૦

ભાગ્ય નથી શું કરીએ ભાઈ,
જ્યાં ત્યાં જો પડતું ઉંધું.
ના અકળાવું વેળા વરતી,

માગી ખાવું પણ સીધું;
શું ઉચરાયે ઉર ઉભરાયે,
વ્યતીત ચેટક ચિંતવતાં;
ડાહ્યા એ ભૂલ્યા તેથી હસવું,
ઝાળ ઉઠે જન સાંભરતાં—૪૧
મનમ મુઝાયે, દિલમાં દાઝે,
આખર તોયે માણસ છે;
ભટકે સ્થળ સ્થળ, આધાર વિના, પણ
જગા જગાએ ચાનસ છે;
"શું કરવું તા'રે," ધારે ત્યારે,
ઘેર જોઈ પાછો ફરતો;
માપ વિનાનું શું આ ઘેલું,
ના વદવાનું હું વદતો.—૪૨
સાંભળ કાને, એકજ ધ્યાને,
મંદિરમાં કિરતન કરતા;
પ્રાતઃકાળે, જો વળી પેલા,
ભક્ત પિતા વીરને સ્તવતા;
તું પણ જાગી, જાની લાગી,

પ્રીત તણા મંદીર માંહિ;
મણિ હીરે શોભિત બાળહરી,
જગમિત્ર ભજો હવણાં ભાઈ.—૪૩

સ્વપનું પણ પ્રાતઃકાળ તણું,
ફળશે કદિ ભાગ્ય મહિં બનતું.
પણ વે'મ વિદારણ વીર તણું,
અહિંઆં વચમાં ખૂદ છે પડતું.—૪૪

ભમવું જનમાં, ગણવું મનમાં,
નહિં માન તથા અપમાન જરા;
નિજ સ્વાર્થ તજી પરમાર્થ થતા,
જગ એકજ એક તમે જ પિતા.—૪૫

નિજ રત્ન ગુમાવી, અરે! ઠગણું
નિજ, નર્મ, તથાપિ તમેજ ગણ્યું;
શુભ સ્થાનક ખોળણ રે નિસર્યા,
ભઇ! આખર તોય ઝવેરિ ઠર્યા.—૪૬

કંઇને સ્તવીઆ, કંઇને વિનવ્યા,
પણ સજ્જનકાળ ખરા પડીયા;
પણ કોક કરે શું સછિદ્ર થયા,

નિરભાગ્યશિરોમણિના પડીયા.–૪૭

સાધના કરંત સાર અન્ય યોગ્ય સ્થાનની,
હર્ષભેર રે વળ્યા વરિષ્ટ સ્થાનની ભણી;
"સુસ્વલ્પજો નશીબદાર તે અયોગ્ય આ પદે"
લાગ્યું શું હશે સુણંત વૃદ્ધ તાત આપને.–૪૮
એકતો વિગાર 'ભાર કાઢવા' તણો ગયો;
ઉલટો ઉચાટ ભાગ્યહીન બાળનો થયો;
ભરાઈ આવિ છાતિ હાય! વાત આ વિચારતાં;
નેન નીરધાર વહી પૂછતાં ઉચારતાં.–૪૯

તથાપિ ધર્મવૃત્તિથી તમારૂં ચિત્ત શાંત છે;
નકોપ દોષ હર્ષ કે નિરાશ દેખી નામ છે.
ન વર્ષ સાઠ સૂધી હાય ભાર મેં ઉતારીયો,
સદા પદાર્થવૃત્તિથી ન શબ્દ છે ઉચારીયો.–૫૦

લક્ષ્મીહીન ધર્મવંત સર્વ ધર્મ ધામ છે,
ધન્ય! ધન્ય! તાત! પાદપંકજે પ્રણામ! છે.
હાલ પ્રીતવૃત્તિથી ફરંત અન્ય દેશમાં;
તાત! છે રજા ફરીશ ઝટ હું સ્વદેશમાં.–૫૧
પિતા પ્રીતિ પ્રેમે, સમય શુભ જાતો ન સમજ્યો;

જરા ચૂકયો ચાહી, અવગુણ તમે નાહિં સ્મરજ્યો.
મનોવૃત્તિ તેંતો, હરિ લિખિ બધી હા! હરી! હરી!
હવેતો સંભારૂં નિયમ નિત ચાલો હરી ફરી.—પર

પ્રકાસંતો જોતો સખત થઈ જાતેજ ભમતો,
રવિ જ્યારે થાકી ઉદધિતટ આરામ કરતો.
રસીલી રંગીલી છટકી ઝટ સંધ્યા છળભરી;
અરે! જન્મી કોણે જબર થઈ જોરૂ વશ કરી?—પ૩

નમાવીછે કોણે સિંહણ બળથી સાહસ ભરી?
બચ્યો છે છંછેડી કપટકળથી સાપણ વળી?
ભલે લાતો ખાઈ મુરખ મુછ પુચ્છોજ મરડે;
નથી રાણી જાયો નિડર જહિં નારીવીર લડે.—પ૪

લવારો જે માંડે "જબર થઈ જાયા વશ કરૂં."
ખરે જાણું હું, તે, પટલ, જઈ ડોખું વધ કર્યું;
મુકીને હું આ હા, સરળ પથ, ચાલ્યા, હત અરે!
પટેલોની પેઠે, મુરખ, સહી હાની, ઠરત કે!—પપ

ભલે મૂર્ખો મંડે તદપિ જળ મોભે ન ચઢશે;
પ્રવૃત્તિની વૃત્તિ અડચણ વટાવી વરતશે.
મનુષ્યોનાં ચક્ષુ કુદરતથી છે ઉચ્ચ સ્થળમાં;

કહો રૂપી ચક્ષુ સબળ થઈ રે', નીચ સ્થળમાં?—૫૬
દિનાન્તે કંટાળી, કઠણ નિજ કાર્યો પરહરી,
કદાચિત્ ચિંતાથી, મનમહિં અમૂઝામણ થઈ;
કહો કોની સંગે, વખત નવ વીત્યો વરતશો?
કઈને ઉત્સંગે, વદન, થઈ વા'લા, વિરમશો?—૫૭

જઈ કો'ના કર્ણે ગુપ ચુપ વિતિ વાત વદશો?
કીહાં "પ્યારી" 'પ્યારા' પરસપર શબ્દો ઉચરશો?
સુધા વાણી ભાખી સુરગુરુ કીયો બોધ કરશે?
કીયો ધન્વંતર્ તે તનમન તણા તાપ હરશે?—૫૮.

અહો! હા! કેવુ આ જગત પણ આવા ખળ વસે!
વિપદ્ વેળા પ્યારી સુખ સમય જે રંક વિસરે!
રહ્યા શું મોં ફાડી? નશિબ મહિં ઉંચું સુખ નથી;
ભલે તૃપ્તિ પામો રસિક જન થાવું ધર નથી.—૫૯

ભણાવો ભાવેથી; પુરણ ઘટ તે શું છકલશે?
તમારા જેવી તે રસિક થઈ ભાવે વિહરશે.
તમારે રીતિથી હદ મહિં રહી છૂટ ધરવી,
અતિ સખ્તીથી તો રવિધર તણી વાત બનવી.— ૬૦
કર્યો હૈયે વાગ્યાં, મુરખ મદ મેલી ન ઉચરે.

શિ રીતે હૈડાનાં દરદ મૂક અંધા જન કહે?
મુકે પાટુ પેટે ગરજ નિજ વીત્યેથી જમડા;
પરાર્થે વર્તતા જગત મહિં જાણોજ વિરલા.— ૬૧
કદિ ખાળી, કાળી મુરખ જન આ નાગણ રહે?
રવિને ત્યાં આવું? નહિં નહિં જણાતું જગ બધે;
કંઇના મોભોને કંઇક ઘર નેવો પણ ચૂએ,
ખરે અંધા પોતે નીતિ રીતિ તણો નાશ શું જુએ! ૬૨
વિના ચેતાવ્યેથી અધિપ નજરે છિદ્ર ચઢશે,
અતિ સષ્મિતથી તો સકળ સ્થળ માહુ નિરખશે.
નિયંતા, સષ્મિતમાં પ્રબળ, રવિ જાતો નિરખતાં;
છૂટીને સ્વચ્છંદે ફરત જન ઉદ્યાન સ્થળમાં.—૬૩
અરે! ભાઇ ચાલો, વખત ઝટ જાયે વિહરવા;
મનુષ્યોની વૃત્તિ દૂર રહી રહીને નિરખવા;
ગયેલી ચિંતાનું ચતુર થઇને શ્રાદ્ધ કરવા;
હિંડો મિત્રો ઉઠો સરિત તટ આજે જ ફરવા—૬૪

નજર તો મ્હણે નાંખ આ સમે,
સુખદ બાળકો શાં બમે રમે!
મધુર વેણુથી વાદ માંડતા;

હસી કુદી કુદી સાદ પાડતા.—૫૫
હસિત મંદથી ચિત્ત ચોરતાં;
વળગી જો પડી પ્રીત દાખતાં.
શરમથી મુખે શેરડા પડે;
ફુલ ગુલાબમાં સર્પ સૂક્ષ્મ એ,—૫૬
જગત જાણીતાં કાજ આદિની,
રમત તે રમે રાજ્યગાદિની.
સકળ હામનાં, વેદના વિના,
સુખ લખ્યાંજ છે ભાગ્ય આમના—૫૭
કવિ જનો કંઇ બુધ જનો જરા,
ગભરૂ હર્ષના છેજ ભાગીયા;
ઉચકવો રહ્યો તોય પોટલો,
અહહ! પામવા રોજ રોટલો.—૫૮
સુખ તમારૂં તો બાળકો અરે!,
સહજ આવતું આંખમાં ખરે.
દુખ તણું નહિં નામ વેઠવું,
લગીર ચિત્તમાં ના જ લેખવું.—૫૯
"સુખ પડો ભલે દુખ પડો ભલે,

શુધ રહું સદા” માગું જો મળે.
મુનિજને મથી મેળવ્યું નથી,
સહજ પામવા ભાગ્ય ક્યાં થકી!—૭૦

ગભરૂમાં જુઓ જુહના જરી,
સુખ વિછેદવા જે છરી ઠરી;
દુખ કુટંબી જે દુર્ગુણો ગણ્યા,
કદિ ન તેમની સોડમાં ગયા.—૭૧

જગત કૂપમાં જે રડી પડે,
મુરખ અંધની ચાલ આચરે;
ગણુ વધારવા ઘૂમતા ફરે;
સમજી શું અરે! આમ આ કરે?—૭૨

નહિં નહિં અરે! એજ બાપડા,
ઠગણી આશના પાસમાં પડ્યા;
મુકીજ મોહિની એ ઠગારીએ,
સમજ બુદ્ધિથી સે'જ ફાવીએ.—૭૩

ગહનસ્થાનના વૃક્ષ માંહિ આ;
કર ચઢી કદિ; છે પ્રયોગ ક્યાં?
કંઇક લોભથી ક્યાંક વાપરે;

સમય ચૂકવી મૃત્યુ ઝુંટી લે.—૭૪
અહહ ! બાળકો ! આ દશા જશે !
મુજ સમાન હા ! હા ! દશા થશે !
ગહન શું કરૂં પંથ દેખતો,
નિકર આવીને પીઠ ઠોકતો.—૭૫
વચન ભૂલિ તે શું વિદેશીનું,
દુખદ કાજ હું સાધવા જઊં!
નહિં નહિં કદિ બાળ છેડવાં,
અગુરૂ વૃક્ષને ના ઉખેડવાં.—૭૬
હૃદય સ્થાપતાં શીતતા કરે,
તન તણા ઘણા તાપને હરે;
અનળ યોગ્યનો યોગ જો મળે,
સુઘડ વાસના ઘેર વિસ્તરે.—૭૭
સમીસાંજનાં આંગણાં માંહિ આવી
મૃદુ વેણુથી શોક દેતાં સમાવી,
ઘૂમી, બાળ, એસે ઉછંગેજ જેના,
હશે વિશ્વમાં પૂર્ણ સૌભાગ્ય તેનાં.—૭૮
વદી વેણુ કાકા ઉમંગી જણાઇ,

પૂછે પ્રશ્ન; જેને બધી છે નવાઇ;
દિઠી ગાલ માંહિ ચઢી રમ્ય લાલી,
ખરે તે જનો વિશ્વમાં ભાગ્યશાળી!—૭૯

હસીમંદ હેતે, ખસી જાય છેટે,
વળી જોઈ વેલે, અચિંત્યાજ ભેટે;
મુખેંદુ તણા નેત્ર કીર્ણું ઠર્યા જે,
જગદ્‌ભાગ્યશાળી ઠર્યા તે ઠર્યા તે—૮૦

કદિ લાલ આ ઉચ્ચ ધારી ફુલાઈ,
કુસંગે ચઢાવી, ન ખોતો કમાઇ;
અતિ શુદ્ધ સંસ્કારથી પાણી આવે,
નહિં તો પછી દેખતાં દાઝ આવે.—૮૧

અતિ લાડ માંહિ ઉમંગે ઉછેરી,
નહિં ના'લ થાશો; થશે નાગ ઝેરી;
પછી દંશથી વંશ, થાતો વિનાશ,
તમે દેખી થાશો પુકારી હતાશ.—૮૨

જુઓ મિષ્ટ મર્વે મળી છે તુરાશ,
પછી છે વન્ડી કેરી માંહિ ખટાશ;
પરિપક્વ થાતાં સુસ્વાદિષ્ટ થાશે,

નહિ રાખી જાણ્યેથી દુર્ગંધી થાશે.—૮૩

તમે વૃત્તિ પુત્રો તણી તેવી જાણો,
ખરે શિખ દિધેલ માનો ન માનો;
મિઠું નાંખીને સ્વાદને તો સુધારો,
શિખો રાખવાનો પછી શુદ્ધ ધારો.—૮૪

ભણાવી ગણાવી કરો પુત્ર પાકા,
ચઢીને મદે ના પછી થાય છાકયા;
સ્વચ્છંદિપણું માંડી દોષો કહ્યા જે,
ત્યજાવો ખરે નાશનો પાશ એ છે.—૮૫

પછી રત્નની પૂર્ણ કાન્તિ પ્રકાસે;
જરા દેખતાં દુઃખ નામેજ નાસે.
પ્રભાનો અરે કેટલો આ પ્રકાસ!
વિતી વાત દેખી થઇછું ઉદાસ!!—૮૬

ચિમન્ વાડીએ મંગળો તુલ્ય મા'લી,
ગુલાબો! ખીલી ખુબ ખુસ્બો શી આલી!
અરે! ચાલીયાં ચષ્ટિમાં ચીમળાઇ,
ગણી તુચ્છ તેદી સ્તુતિના ભણાઇ.—૮૭

લજાગે ન જાયે, વિસારે ન ચાલે,

પિતા પુત્રનો પ્રેમ તે કોઇ કાળે.
અરે! હાય! રે! રે! ગુલાબીજ ગોટા!
અપાટ્યા તમોને ઝમે લેઇ સોટા!—૮૮
અરે! દુષ્ટને રાક્ષસી કાળ! મીંઢા,
ક્યાં પાડીયાં છોકરે આપ છીંડાં?
સજા કુમળાં બાળને આવી શોભે?
ખરે ક્રૂર! તારી મતિ ચાલી મોભે—૮૯
હશે શું તને સુંઘવા હોંશ આવી?
લીધાં કે ગુલાબો છકેલા છિનાવી?
ચિમન્ વાડીએ તો હજુ છેજ રોપા
વળી લે અલ્યા લે અહિં ભાળ ચંપા.—૯૦
અમે તો દશા સર્વ માની જ સારી
ભલે શાંતિ હો કે ભલે દુઃખ ભારી;
ઠર્યો મૂરખો તું ટિલી કાન્ડી આવી,
મુઆ કાળ! જા; વાત મારી ભુલાવી.—૯૧
અહિં ભાળ જો બાળ પેલાં રમેછે;
થયો બિસ્તરોનો હવાનો સમે છે
જુઓ બૂટને પાટલૂનોજ પ્હેરી.

ખરયા જાયછે પૂલ ઉપેર લ્હેરી.—૯૨
ચલો ચાલીયે મિસ્તરોનીજ કેડે,
હુંતો દોડી થાકયો દશ હાથ કે'ડે.
થયું ઠીક આવ્યો નદીનો કીનારો
ઠરી ઠામ રે! થાક યારો! ઉતારો.—૯૩
આવી હામે બેઠા ત્યારે આનન્દી સૌ લાગેછે;
કંસારીના બ્દો કે આ, વાદીવીણા વાગેછે?
કોના કો' કયાંએ ને કયાંએ આજે વાદી ખેલેછે;
ટૂં ટૂં થોભ્યું નક્કી એ હુગ્હુગ્યું હેડે મેલેછે.—૯૪
સારંગીના શબ્દો શાને વંસી કેવી વાજેછે!
વેગે જાને જોને નક્કી મોટો વાદી પાસેછે,
ભાળો ભાઈ આહા! આતો વાદી ચાંદો વાંસેછે;
વેળા ઝાઝી વીતી લાગે; એ કેવો આકાશેછે.—૯૫
નાંખોનીચે નજર કરજો નાગણી પેલી પેલી,
કેવી દાઢા વિણ થઈ જઈ દાસ રૂપે રહેલી;
પોતાનાં જો સહજ સરજયાં મેલીયાં અસ્ત્રશસ્ત્ર,
પામી પીડા વગર છૂટકે જીવવું ધિક્ક! ધિક્ક!—૯૬
જયારે રે'તી સુખદ વનમાં તું હશે સ્થૂળકાય!

ત્યારે તારૂં પ્રબળ બળતે શું હશે હાય! હાય!
આજે સેંજે વગર ડરથી જંગલીએ સતાવે,
હા! હા! આવું સહન કરતાં શું અરે! કાંઈ નાવે?—૯૭

"બેટા! તારી લઘુવય હજી તેથી તું આમ ધારે,
જાણી લેજે સમજ ઘરમાં આવતો થાય ત્યારે;
મોટા મોટા લઘુવય વિષે બાંધીયા તે તુરંગો
તેવા તેવા નહિં કદિ રહે લાગણીના પ્રસંગો.—૯૮

જાણે જીતી જગત સઘળું મુઠ્ઠિમાંહિ સમાવું!
રાજા રાણા સકળ જનમાં આણ મારી મનાવું!
હું હું હું ને જગત મહિં તો હુંજ તે એકલો હું.
માનો માનો નિકર નિરખી દેખશો, શું બતાવું.—૯૯

તર્કે બાઈ સકળ જનથી આપણી બુદ્ધિ તેજ,
બર્કે જાણ્યું જગત જનમાં આપણું કામ છેજ;
ભાષામાંને ગણિત મહિં તો આપણું શું જ કેવું!
બુદ્ધિમાંને સમજ મહિં તો આપણું નામ પેલું.—૧૦૦

વક્તા હું છું; જગત મુરખું **બર્કતો** ફક્ત નામે;
કાવ્યે હું છું જગત જડ છે; **કાલિદાસાદિ** માને.
રાજ્યો કેરી ખટપટ મહિં **પીટ પેરી કલિસો** શું.

આવું આવું નિજ ચિત લહે;બા'ર કે' ભાઇ હું શું?૧૦૧
તોયે પાછો સમય જડતાં એજ બુદ્ધિ ઉઠાવે,
પોતાને તે સકળ જનમાં શ્રેષ્ટ પોતે મનાવે.
બીજા બુદ્ધિ વિણુ બહુ ભણે; કાંક માને, ન ચાહ્યે;
તોયે, પોતે હૃદય સમજ્યે, ધન્ય! તો ના ઉચ્ચારે.–૧૦૨
બીજાના જે મનમહિં રહ્યા અંકુરાને ખિલાવે,
પોતે પામી લગીર રસને લક્ષધા જે બતાવે.
તેવા મોટા રસધર જનો નામથી નાશ પામ્યા;
ભાઈ! સાચું કથન કરતા ગુણનુ ક્યાંઈ ભાળ્યા?–૧૦૩
ભાઈ! મારે સમિપ હવણાં તે જનોની જ જાવું.
નાહિં નામે ગુણ પરખવા, હાલ જાહેર થાવું.
કે'ને ભાઈ વસત કહિં એ? નાહિં શું જકતમાં એ?
જા જા ભુંડા! મહિતળમહિં રત્ન છૂપાંજ છે છે.–૧૦૪
છો આ બુદ્ધિ બળ મહિં અરે! બાળ ફાવે બકે તે;
સ્વાર્થો છાંડી સમજ વિણ તે આવીઆ રે! ઝકે છે.
મારા તો છે હૃદય સ્થળને ચિત્ત આવું મનાવે;
હોશે જો એ કપટ દિલના; એમનું ભાગ્ય જાણે.–૧૦૫
મારેતો છે સકળ સરખું; ચિત્ત નાકાંઈ આવે

લૂંટાયો કેળૂં મિ તળ પડયો ચિત્તશું દુઃખ લાવે?"
શું આ બોલી અદૃશ રહીને નાગણી એ બિચારી
હા! હા! એનું વિતક દુખદા કોણ દેશે વિસારી?૧૦૬
ધર્મારાણ્યે વસતિ હતિ હા! જેદી આ નાગણી રે!
છાયા ત્યારે ગુરૂતરૂ તણી મૂળમાં ના ગણી રે!
તેથી તેને દુખદ સમજી છૂટવાને મથે છે
જોયું કેવી નશીબ નડતાં વૃતિઓ પાલટેછે.—૧૦૭
તેવે તેને મળિ ગઈ વળી નાગણો ઊંધબુદ્ધિ;
તેની પુંઠે છટકી નિસરી જદ્દ આશાવિશુદ્ધિ.
તોયે તેનાં નશિબ નબળાં છેક નો'તાં થયેલાં,
વાસી ત્યાંના મુનિજન તણા દૂરપ્રેમી મળેલાં.—૧૦૮
તેઓએ તો સુખદ સઘળાં ખાનપાનદિ આપી,
દુષ્ટાઓને ઊલટી બમણી રાગરંગે રીઝાવી;
સર્વે સંગે રમતરમતાં પુષ્ટતા પામી પાપી,
પેલી ભોળી દિન નિગમતી તૂત લે'ના તથાપિ.૧૦૯
એ દુષ્ટઓ સહચરિ હતી આની રે એકવેળા;
સાથે એતો સુદૃઢ મનથી રાગરંગો રમેલાં;
શાંતિલોભે અધિક ચઢતાં વાદી પાસે પડેલી,

આવી આજે કપટ રચવા વાદીઓની હવેલી.—૧૦૦
એઓ કાજે સગપણ ગણી ધા ઘણાએ સહ્યાતા,
રે! રે! બાહ્ય ગુણપર ગુણે આજ ક્યારે રહ્યાછે!
લોકો આવા વિષમ સમયે આંખમાં ઝેર આણે,
ઈર્ષાથી જો મમત કરતાં ખાદ ઘેરેજ આણે.—૧૧૧
એતો નકુતા કપટ કળથી કાંકને કાંક લાવે,
ને આ ભોળી સમજ વિસરી ભોગવે સર્વ ભાવે.
ચાલી કેવી લલિત ગતિએ સાથ મા'લી રીઝાવે,
ભોળી ને એ અલસગતિએ પુંઠ પુંઠે ચલાવે—૧૧૨
આવી પોંચી રમતરમતિ વનને એક છેડે:
તેવે વાદી તરત સમજી વંસીને હાય! છેડે,
વંસીનાદે અલસ થઈને ઉંઘતીતી જ તેવે,
જાગી નાહી, કપટ સમજી; અગ્ર એ વાદી કેડે.—૧૧૩
નાસી છુટી પ્રથમ સમયે ધા ઘણા એક વેઠી,
તે દુષ્ટાઓ નજર પડતી વાદીની પાસ બેઠી;
દુષ્ટોનો તો જગત નિપજ્યું ત્યારનો છે સ્વભાવ,
જ્યાં ત્યાં જોવો સકળ વિસરી આપણો એક દાવ.૧૧૪
તારા સંગી મુનિજન દવા આપવે છે તયાર,

અંતર્માંની પ્રબળભ્રમણા વારવે હોંશીઆર:
એકાંતે તે રસથી રીઝવે રાગથી એ રમાડે;
શેણે સાચું કુપિત થઇને કોઈનું એ બગાડે!!—૧૧૫
યુદ્ધે જાવા વિનતિ કરતાં ઉદ્દેશે પાદુકા લે,
કે'શે:—"આવી મનુષવધની વાત શે રાંડ તેં કે'?
"જાજા ઘેલી, યજન ભજના, બામણોને જમ્યાની,
"વાતો મેલી અવરજ કથા આ સ્થળે છે કયાંની?૧૧૬
"વિષ્ણુ ચર્ણે અરપણ કરો સર્વ સંસારી માયા;
"ભક્તિ સાચી, મુનિશિરમણી નારદે ગુણ ગાયા;
"રામાનંદી થઈ જઇ અલી શોક દે તું સમાવી;
"યોગાભ્યાસે મન તણી બધી આપદા દે પતાવી;—૧૧૭
"છેટે બેસી અમ સમ અરે! લેની બેની! તું માળ
"બેઠે પામે સકળ સુખતું શું કરે આમ ચાળા;
"કે' તારાથી ચપળ થઇને ચાલવું શું ભૂલાશે?
"પાછું ધીમે ગભીર થઇને બોલવું શું શીખાશે?—૧૧૮
"સ્વલ્પાભ્યાસે લગીર જણવી, ગર્વને બેતમાઈ;
"સાધી લેવું જગત બનશે તુજથી કેમ બાઇ?
"બેઠે ખાવા સહજ મધુરું કાંક માથાં કૂટે છે,

"હોહાથી આ મુરખ જનમાં પોંચવું સેલ છે કે?–૧૧૯
"ને જો પાછું પ્રબળજનનું રાખવું ખૂબ માન;
"વાંકું વસ્મું સમય વરતી કાંઇએ ના કરાય;
"માર્યા જાયે પ્રગટ થઇને ઊંધુ ચપ્પુ કર્યું;
"સાચું જાણી, કપટ કરતું ત્યાંજ કારિગિરી છે?–૧૨૦
"ને પાછું જો અધિકગુણિને મૂળથી છેદવાનું,
"યુક્તિ જુક્તિ સકળ કરતાં, તુજથી છે થવાનું ?
"જો હોયે તો ઝડપ કરજે સાધનો સર્વ સીધાં;
"કે'શે લોકો કંઈક કંઇ, ના રે! તમે બાઈ! બીતાં૧૨૧
"તેઓનો તો બડબડ કરી બેસવાનો સ્વભાવ,
"દઉં બેની! ફરી વળી બધે હાંકશું એક ગામ.
"કૈને કે'શું અરર ભઈ! આ તમારૂં શું કામ ?
"કૈને કે'શું, ગહન ગતિ આ, ત્યાં તમે છો નકામ. ૧૨૨
"સાધી લેશું કઈક જનને રાગ રંગે લગાડી
"ને આ પેલાં મધુરવરણાં ઇંદ્રવરણાં ચખાડી.
"સાધી લેશું અવર નરને લાલચોમાં લગાડી;
"માનાદી આ વગર મૂલના આપી બુદ્ધિ બગાડી.૧૨૩
"કે'શું કે'છે ઝડપ કરને શી મતિ થાય તારી ?"

આતો રે'છે વચન સુણતાં જીભ કડિ બિચારી.
"હાં હાં તારૂં લગિર મન તો પિંગળેલું દિસે છે.
"જાનું કે'વા; રસિક નિરખી ચિત્ત મારૂં હિસે છે;૧૨૪

આવો અહિં' એમ પછી ઉચારી,
એ ભોળીને કૂપ ઉંડે ઉતારી;
ત્રૂંજે બિચારી અતિ કષ્ટ પામે,
"ક્યાં ભોગ લાગ્યા ગઇ દુષ્ટ હામે !"—૧૨૫

પેલો કહેઃ–"શું કરવા ડરે છે ?
"ચોરી મહિંથી ક્યમ દાંત પીસે ?
"જાવું હજુ છે દૂર રે ! સલુણી !
"પાશેરમાં આ હજુ પે'લી પુણી".—૧૨૬

જોવા હતાં આ જનનાં કબાડાં,
તેથી ન બોલી કંઈ નાગબાળા;
બીયે તથાપિ નવ જોય ડાબું,
છે સ્વાર્થનું સાધન ભાઇ આવું.—૧૨૭
આગે મુનિને પુંઠ નાગબાળા;
આ કષ્ટ પંથે બહુવાર ચાલ્યાં.
માર્ગે ન દીઠું નર કેરૂં નામ;

જે જે મળે તે લલના તમામ,—૧૨૮

પાતાળવાળી મુનિને પૂછે છેઃ

"કો'ને મુનિ કૌતક આ કિશું છે ?

"તમે ગણાઓ જગ બ્રહ્મચારી,

"આ શું તમારા ઘર માંહિ નારી ?—૧૨૯

હસી સુણી આ મુનિ મર્મમાંહિં,

કે':—"સાંભળો રે અધિકારી બાઈ !

આ બાળકાઓ જગ ઘૂમનારી;

"છે હાલમાં ગુપ્ત રીતે અમારી—૧૩૦

"અમારૂં ખરૂં વિશ્વ વિશ્વાસપાત્ર,

"હરી માતુની માનવંતીજ માત્ર.

"ભુલાયે કદિ એમનો ઉપકાર ?

"અમારી નહિં દ્રવ્યપ્રીતિ જનાર—૧૩૧

"પિતા તણા બંધન કાપી નાંખી,

"જગા અમોને સુખદાઈ આપી;

"દીધી અમારે કર રાજ્યઋદ્ધિ,

"નિધા નવે ને વળી સપ્તસિદ્ધિ;—૧૩૨

"અમારી પ્રતિષ્ઠા બધે સ્થાપી આપી;

"ઠરાવ્યા વળી નિંદકો પૂર્ણ પાપી;
"નહિં કોઈની સા'ય માગે કદાપી,
વધાર્યે જ ચાલી સ્વસત્તા તથાપી.—૧૩૩
"ઘણીવાર એણે ખરી સાય કીધી;
"પિતા મિત્રના કોપમાં વા'ર લીધી.
"પડી આખડી તોય શત્રુ હઠાવ્યા;
"નહિં બાળિકાથી ભઈ! કોઈ ફાવ્યા.—૧૩૪
"હતે ન તેદિ કદિ સા'ય દીધી,
"અમે ન આવિ સ્થિતિ હોત દીઠી;
"પિતા નિયંતા તહિં શું અમારૂં,
"ચઢાઉ છોરૂ તણું ચાલનારૂં ?—૧૩૫
"પિતા થકી તો હજુ કાંક બ્હીયે,
"છુપાવિ તેથી સહુ રાખીયે છે.
"દિધો તથાપિ કર સર્વ કાણૂ,
"ન આણ લોપે કદિ રંક બાપૂ.—૧૩૬
"અમે મનાયા મહિલા પ્રતાપે.
"છે દેણ કોની જમ અન્ય સ્થાપે?
"વખાણ વાણી થકી શાં વખાણું;

"ચાલો તમારી નજરે ચઢાવું.—૧૩૭
કષ્ટે વટાવી દુખથી ભરેલી,
ગેબી ગુફા આ વચમાં પડેલી.
આવી અજ્ઞા ગુપ્ત જ દ્વાર પાસે;
પેલી બિચારી તમ દેખી ત્રાસે.—૧૩૮
કૂંચી કહીંથી અહિં ખેંચી કાઢી;
બા'રી ધિમેથી ઝટ દે ઉઘાડી.
અંજાઇ આંખ્યો ગઇ બે જણાની,
છે તેજરાશી પળમાં જણાણી.—૧૩૯
ઝળકાટથી છે હજુ કાંક ઝાંખ,
કહ્યું ન માને કંઈ રાંક આંખ;
નેત્રે વહે છે હજુ નીર ધારા,
બોલી ઉઠી ઝટ્ટ તથાપિ બાળા.—૧૪૦
સ્વભાવનો છેજ સ્વભાવ આવો,
ભાળી જરી રમ્ય થવો ઉછાળો;
જોઈ ઉમંગી થઇ બોલી શાણી!
"રે ! દિવ્ય કેવી રચના રચાણી ! !—૧૪૧
"પ્રભા તણો શું અહિં પુંજ આવ્યો ?

"ના; ના બને એ; તહિં કોણ ફાવ્યો ?
"હશે આપણે શું." કહીને વિરામ્યા;
નિહાળી અચંબો વળી કાંક પામ્યા.—૧૪૨

પછી તેજમાં, એક આકાર દીઠો.
"અરે બાપ ! એતો કિલ્લેદાર ભુંડો;
"ફરી મૂખ વાંકી ફર્યે જાય તેડો;
"બહુ દુષ્ટ છે જો કદિ હોય છેડયો.—૧૪૩

"રૂડી પુત્રિઓનો પિતા જાણી તેને,
"તથા સુંદરીસ્વામી, ભોળો, ગણીને;
"ઠરાવી પરિપૂર્ણ વિશ્વાસપાત્ર,
ચઢાવ્યો દરજ્જે ભણી બાઈ! ભ્રાત.-૧૪૪

"રહી અરે શું મુખ સામું ભાળી ?
"છે શ્રેષ્ટ જેની રમણી રૂપાળી,
"એવા અધિકારી ઘણાક પામ,
"રામા ગણ્યું છે જહિં રામનામ.—૧૪૫

લીધી કિલેદાર કનેથી કૂંચી;
જરા ફેરવી કે શિલા થાય ઊંચી.
ભભૂકો જરા ભાળી થૈ સ્તબ્ધ ભોળી,

"અહા" ભણે છે ઝટ ચિત્ત ખોલી—૧૪૬
"અરે! અરે! શું નજરે નિહાળું,
"સ્વપ્નું હશે, આંખ ઉઘાડી ભાળું.
"કેવી સુવર્ણી ભૂમિ ભાસતી આ,
"જ્યાં બધે નીલમ રત્ન પેલાં—૧૪૭
"જોયો અરે જાગ્રત નાગ પેલો,
"લપાઈ કેવો ભૂમિથી રહેલો;
"પેલો રૂપેરી ગઢ ઉચ્ચ દીઠો,
"છે એ ફણિનો મણિ દિવ્ય મોટો.—૧૪૮
સ્થળે સ્થળે શ્વેત રૂપેરી રંગી,
"છે કંચુકીને; મણી રંગ રંગી.
"આવી નિશાની નિરખી, ગણેલો,
"મુલુક, આ દિવ્ય મણીધરોનો.—૧૪૯
"અનેક રંગી રતને મઢેલાં,
"જોયાં રમકડાં સઘળે પડેલાં;
"એ, નાગનાં બાળ રમાડવાને,
"બાંને, ધરેલાં; મન નક્કી માને.—૧૫૦
"આ હોજ શું સુંદર છે ભરેલા ?

"સ્થળે સ્થળે છે જળયંત્ર પેલા;
"વિશાળ રેતાળ પ્હણે અખાડા;
"જ્યાં ખેલતા નાગ કંઈક બાળ્યા.—૧૫૧
"કારીગિરી સુંદર શી રચાણી?
"સાચી અલૌકીક ભૂમિ ભણાણી.
"આ શું નથી પુરૂષ કોઇ નામ?
"વનેચરોથી ભરીયું સુધામ.—૧૫૨
"ધણી જુઓ નાગણ જોડ ધૂમે;
"ચાતુર્યથી શું મુખ દાબી ચૂમે!
"મજુર કામે બહુધા મળે છે,
"રામા તણા રંગ રૂડા ગણે છે.—૧૫૩
"વનેચરોને કરવા વિહાર,
"આ ભૂમિ," એવું કુણ ધારનાર?
"આ રમ્ય ભૂમિ નહિં જે નિહાળે,
"મરતાન માની મકલાઈ માંલે.—૧૫૪
"છે વજ્ર છાતી નર વિશ્વ એવા
"જે આ નિહાળી નહિં ઉચરેલાઃ—
કે "આવી ભૂમિ શિર! હા દશા છે.

"મેના પડી છે જયમ બાજ પંજે"—૧૫૫
"આવું નિહાળી નહિં ઉંચુ ભાળે;
"ને નિત્ય બોજ્ને શિર જે ઉઠાવે;
"તે વિશ્વમાં તો ભઈ! નક્કી આ જ,
"વનેચરોને વગડાઉ રાજ.—૧૫૬
"જોને બિચારા નિત નીચું ઘાલી,
"આ ઘાસ પામ્યે મકલાય મા'લી;
"દાણા દુણી સર્વ જમા કરે છે,
"માથે લઈને પહિં જો ભરે છે.—૧૫૭
"આ નાગણોની પુંઠ રે! ધસે છે,
"દોડી મરે તોય વળી હસે છે.
"આ હાસ્ય ભાળી મુખ ફેરવે છે.
"ને નાગણી ખુબ વળી ઝુડે છે.—૧૫૮
"રે! રે! બિચારા વગડે નિવાસી!
"આથી તને તો સુખદાઇ ફાંસી.
"મૂગે મુગા સંકટ વેઠવાનું!!
"ના હામ છે ચિત્ત કંઇ ઠર્યાનું!!—૧૫૯
"તમે ભમીને જરશું ભરો છો?

“શું ક્ષીણ પામીજ તમે મરો છો ?
“ગાળી બધો જન્મ વૃથા કરો શું ?
“મસ્તાની તાની થઈને ફરો શું.—૧૫૦
“વાડી ઘુમો શું મૂળથી વઢાયા ?
“વાઢી જતી જાય તમારી છાયા.
“જામી તમારી જગમાં અકીર્તી.
“ટકી નહિં રે તુમ કીર્તિ સ્ફુર્તી;—૧૫૧
“ઉઠો ઉપાડો ઝટ શીંઘડાઓ,
“શક્તિ છતે નાહક શું પીડાઓ ?
“આતે તમારા દિલમાં ન આવે:—
“ઠાકોરને ચાકર કેમ મારે ?”—૧૫૨
“શું એમનું કાંઇ તમે બગાડયું ?
“જુનુંજ દેણું નહિં કાંઈ જાણ્યું.
“લૂંટે તમારી હરિઆળી ભૂમિ.
“મારે તમોને વળી ધૂમિ ધૂમિ,—૧૫૩
“ભમે ભૂલો છો ભઈશાબ ! ધર્મ.
“**શઠં પ્રતિશાઠ્ય** કહ્યુંજ કર્મ.
“કોણે બતાવી તમને કુ બુદ્ધિ;

“ કે “ગાય દોહી જઇ પાવી કુત્તિ.”—૧૫૪
“ડોકાં ધૂણાવો થઇ શું નિરાશ ?
“દોણી છૂપાવ્યે મળતી ન છાશ ?
“આશા કરો આગળ ભાઈ! રાની.
“આથી થવાની વધુ કેવી હાની ?—૧૫૫
“જેને ગયેલું સઘળું જ દેખું,
“જે તે મળ્યું તે મહિં લાભ લેખું.
“એમે પડ્યું જો અવળું નશીબ,
“જશે જશે છેવટ ફક્ત જીવ.—૧૫૬
“થશે તમારા શૂરવીર બચ્ચાં;
“તે બીડશે આખર ઠેઠ અચ્છાં.
“સુખી થશે પામર બાળ બચ્ચાં,
“કે'શે વળી:–“તાત પ્રતાપ વંચ્યા”—૧૫૭
“જન્મી બધાએ જગમાં મરે છે;
“બચ્યો સુણ્યો કે જન જે ડરે છે ?
“પસ્તાઇને છેવટ નાહિં રોશો,
“વનેચરો! ઊર્ધ્વ જરાક જોશો.—૧૫૮
“સાચે ચઢ્યા છે જગ માંહિ જે જે,

"બોલાય તે બુદ્ધની આજ "જે! જે!
"કુદિ પડયા કેસરીયાં કરી જે;
"છે ધન્ય! તેને જગ તે જીવે છે.—૧૬૯
"ભાવી થવાની ગતિ ભાઇ ભુંડી,
"તેની પીડા અંતર માંહિ ઉંડી;
"જો બાઝશો અંતર દાઝ આણી,
"નક્કી દશા ઉત્તમ છે પ્રમાણી.—૧૭૦
"તે તો દશા ના તુજથી કળાય.
"મારી જીભેથી નહિં ઉચ્ચરાય.
"ચાખે કદી લાડુ જ કોઈ રાની
"આનંદ કે'વા મળનાર વાણી?—૧૭૧
"એ કોઠ આફાર કળી કહે છે;
"ગમાર પ્રાણી સઘળાં હસે છે.
"મેં તો કર્યો નિશ્ચય ચિત્ત માંહે:—
"એ ભોગવાયે સુખના વદાયે."—૧૭૨
"જે ભોગવે તે મન માંહિ જાણે,
"એવી અતિ ગૂઢજ વાત આ છે.
"વાઘે કદિ માણસ માર્યું હોય,

"ઈન્સાફ તેનો વચને કરાય ?—૧૭૩
"કટુ કથું તોપણ છું તમારી,
"ગુલાબી જાણે ગતિ આ અમારી.
"માટે ઉઠો ઝટ મળી તપાસી"
"સદા હું તો રૈ'શ તમારી દાસી.—૧૭૪
"હા ! હાય ! રે ! શું મુજને હસો છો ?
"વાડા ભણી કેમ ફરી ધસો છો ?
"વાડા મહીં એ વળી દેખું વાડા,
"જેલા ઘૂમે ત્યાં મસતાન પાડા—૧૭૫
"ગાંડાં તણું સંગ્રહ ધામ આ છે;
"જો બાર બ્હેવો બમણો ગમે છે;
"હસે રૂએને ઠરતા ન ઠામ,
"પાશે પડયા તોપણ રે' તમામ.—૧૭૬
" હશે શું આ જન્મથકી જનાવરો ?
" હશે શું કે જાદુઈ આજ રૂપકો ?
" કીલાં કીયો ચાતુર ભેદ ભાગશે;"
ન ભાળીને તે મુનિને સ્તવે છે:—૧૭૭
" રે માફ તારી મુનિરાજ ! માગું;

" જુસ્સે ચઢીને બહુ છે બકાણું.
" જાણ્યું નહિં કે વગડાઉ આછે,
" બકી જવાણું ભૂમિ ભવ્ય દાઝે.—૧૭૮
" શંકા તથાપિ મુજ ચિત્તમાં છેઃ–
" સાચું હશે કે બધું જૂઠ આછે?"
"આતે બધાં જન્મથકી જનાવરો?
"અશુદ્ધ યોગે અથવા થયો મરો?"—૧૭૯
"મુનિ કહે "બાઈ! ઉછાંછળી છું,
"તેથી નહિં ભેદ વધુ બતાવું.
કરી વિનંતિ સઘળે પ્રકારે"
ત્યારે પછીથી મુનિ તે ઉચ્ચારે"—૧૮૦
"શું કામ તું આમ કરે ઉચાટ?
"ધીરે બતાવીશ બધોય ઘાટ.
"લે હાલ તો ચાલ પ્હણે જ પે'લાં."
પોતે પછી બે જણ ત્યાં વળેલાં.—૧૮૧
ભોળી રહી નાગણ છે ઉચાટે;
આવ્યું ગયું ના કંઈ દીઠું વાટે;
વિચારના સાગરમાં તરે જે

તેને બધું શુન્યજ ભાઈ દીસે.—૧૮૨
આવી સ્થિતિ શું બહુ કાળ ચાલે?
ના ના ટકે તે વધુ કોઈ કાળે.
ન્યાળી અરે! શું પણ ક્ષોભ પામી.
આ બાળિકા સ્તબ્ધ જ છેક થાતી."—૧૮૩

ચકિત ચોગમ નેનજ ફેરવી,
છકિત થૈ મુનિ ને ચરણે નમી;
"અહહ! આ નજરે શું નિહાળીએ?
"ભુમિ તળે પડયું સર્ગ શું ભાળીયે?"—૧૮૪

"ભોળી બાઈ! ભૂલી ફુલી મન થકી ના ધારતી સ્વર્ગ આ;
"બ્રહ્માએ નિરમેલ સૃષ્ટિ કરતાં અત્યુચ્ચ છે ધામ આ.
"બ્રહ્માએ નિરમેલ સૃષ્ટિ મહિં કે' દૃષ્ટિ ચડયું છે કહીં,
"જ્યાં અત્યુત્કટ વાસના મહ મહે સુવર્ણ સાથે રહી-૧૮૫

"મુનિ તમારૂંજ વેણ યથાર્થ છે;
"જગત આ અતિઉચ્ચ પ્રસાદ છે.
"કરિ અલૌકિક કારીગીરી જુઓ;
"હૃદયનો ભ્રમ નહિ અહિં ખુઓ.—૧૮૬
"પ્રસરતિ સઘળે પ્રતિભા વળી;

"શુભ અલકૃતિ છે મહિં રે ભળી;
"હૃદય બાણુથી ઘાયલ છે થયું,
"સુઘડ મંડપ દેખણુ જ્યાં ગયું.—૧૮૭

"અહહ! કુંભીજ કેવી નિહાળીએ!
"ચતુર થંભ શું ઉન્નત ભાળીએ!
"વળી કમાન શું સુંદર વાળી છે!
"ચકિત નેન થઈ જઈ ન્યાળીએ.—૧૮૮

પળ ઠરી જતિ ચિત્ત પ્રવૃત્તિઓ.
જહિં અલૌકિક મે'લ નિહાળીઓ;
રસિકનો ભઇ! સ્વાદજ આમ છે;
ખર તણે મન મિષ્ટ નકામ છે.—૧૮૯

કહી "ગપાષ્ટક" તે હસી કાઢશે,
ચતુર ગુપ્ત સુભેદ જ ભાળશે;
જરીક જૂઠ અહિં જ હરામ છે,
પણ ખુશામતને જ પ્રણામ! છે!—૧૯૦

સોનાની આ ભૂમિ મધ્યે મંડપ રચના માંડી છે,
જાણે રત્ન તણી આ ચોગમ ફૉલી ખરેખર વાડીછે;
વાડીની વચ્ચે આ સુંદર શો પરથાર ઉઠાવ્યો છે!

તારવીયો તદબીર કરીને તત્પર થૈ મન ભાવ્યો છે.
ચાર કમાનો આગળ કાઢી ચાર થાંભલે ટેકાવી;
મધ્ય થાંભલો નીલ મણીનો શોભા તેની શી ગાવી !
એક બાજુનો દિવ્ય થાંભલો હીરાનો અદ્ભુત ઘડયો,
આહા ! આ માણુકનો થંભો બીજી બાજુ એજ પડયો
બાજુના બે થંભામાંથી માદાળો ઉંચી ચાલી,
પડખાની એ કમાનને જો જાણે અદ્ધર રૈ' ઝાલી
પડખે બન્ને કમાન અંદર ઉંચાં બન્ને દેવળ છે;
સુવર્ણનું નિરમેલું ઉંચું; બીજું રત્ને કેવળ છે.—૧૯૩
આધેથી તો સુગંધ કેવી સઘળે વ્યાપી વ્યાપી છે?
ફેલાઈ ચોફેર જઈને મનહર તે અદ્યાપિ છે.
આગળ પાછી ખાઈ અરે ! જો કેવી સુંદર આવી છે !
થંભાએ પોતાની આભા ખાઈ પર ફેલાવી છે.–૧૯૪
રમણિક આભા થકી પહણે ત્રણ મંદિર દીસે ;
પૂર્વ દિશાએ નકી વળી એક મંદિર ભાસે.
દ્વાર દીસે છે બંધ અરે ! તેનું શું કારણ ?
મુનિ કહે:–' એ ફંદ; નથી તેથી સંભારણ.—૧૯૫
"તોપણ બાઈ ! શુન્ય તને આ મંડપ લાગે ?"

એમ કહીને મુનિ અલૌકિક અંજન આંજે.
આંખ ઉઘાડત વાંત બાઈ! ભયભ્રાંત થઈ છે.
ચીસ પાડીને ઝટ ભૂમિ પર ઢળી પડી છે.—૧૯૬
"હાય! બચાવો હાય! ભૂતાવળ હમણાં ખાશે!"
પુંઠ રાખીને પાય ઉઠીને પાછી નાસે.
મુનિ કહે:—"શું કામ અરે! તું ખાલી બીને?
"હૈયે રાખો હામ હજુ હું સાથે છું ને.—૧૯૭
"ભૂતાવળનો ભેદ બધો ધીરે ભાળોને;
"અંતરમાંનો ખેદ ખરે હમણાં ખાળોને."
મુનિ આધારે પછી ધિરેથી ઉઠી ફરે છે
આવું છે સહુ ઠામ હામ સાહાયે રે' છે.—૧૯૮
ઉંચા દેવળ પાસ કંઇ ધ્યાનસ્થિત દીઠા
સુખાળવા થઇ ખાય પડેલાં ફળ જે મીઠાં.
કીર્તી સ્તંભો વળી અહિં કંઈ ભવ્ય રહ્યા છે;
અજબ સ્તંભ તો આજ ખરે જે સદા ટકયા છે.—૧૯૯
દેવળ સન્મુખ રહી બધું છેટે નાંખીને,
જપે સદા જપમાળ, નહિં કંઇ પુંઠે નીરખે
પુંઠે છે એક ભીંત, કંઈ કંઇ બાકાં વાળી;

બીજા મંડપ માંહ્ય, અજબ રે ! રચના ન્યારી.–૨૦૦
ચક્કર મોટું એક ફરે છે ઉંચે નીચે,
ને તેને આધાર હજારો ફરતાં દીસે;
પરંતિઓ કંઇ એક ફાળકા ફરતા લાગે;
તણાઇ આવે ત્યાંજ ફણી વળી ધમે લાગે.—૨૦૧
મધ્યે વળી મંડપ વિષે એક સ્તંભ અદ્‌ભુત ભાળીયો,
છે સર્વ ચક્કરો તણો આધાર માત્ર એ રહ્યો;
તેનો સબંધ એક ભવ્ય ફાળકાની સાથ છે,
જે અન્ય મંડપે રહેલ સર્વ માંહિ શ્રેષ્ટ છે.—૨૦૨

આ બે મંડપોની મધ્યે એક ઉંચો સ્તંભ દીઠો,
તેને વળગીને રહી નાગણો અનેક છે.
તેમાં શ્રેષ્ટ બે જ માંડી સહસ્ત્ર ફણાઓ રહી,
એકનો રૂપેરી રંગ એક શ્યામ છેક છે.

ભૂતડાં છે ભમનાર નાગણો ભમાવનાર;
તોયે માંહોમાંહિ મારી પાડે એકએકને
ઉંચે પેલી નાગણોના માથાપર ચોમુખો જે,
દેવ બેસી લાતો મારી હસેજ હસેજ છે.—૨૦૩
દળાય પીસાય તોયે ઉંચે રહ્યાં ભૂત જુઓ,

ઝરિએ બિચારા નિચે રહ્યાને મારેજ છે.
નાના એના સત્તા નહિં એતો પેલા મંડપના
ચક્કરને ઓઠે રહી, ભમે છે ભમાવે છે.
ચક્કર એ ઉંચે રહ્યું કદિ ચઢે ઉંચું ઉંચું,
છેવટે તે દેવાલયો ભણીજ દોરાય છે.
પણ આ બધાય ઉંચાં નીચાં ચક્કરોનો દોર,
છેવટના મંડપના ધર્મધામ માંહિં છે.—૨૦૪
તિહાં રહ્યા મુનિ જન છેવટના મંડપથી,
ગરમી સહુ જ એકઠી જ કરી રાખે છે.
પછી ધીરે ધીરે બધાં ભૂતડાંને પીલનાર,
ચક્કર ચલાવવાને કાંઇ કાંઇ નાંખે છે.
જોતાં આવું આવું ઝટ્ટ સંધ્યાનો સમય થયો,
બાઈને બેસાડી ત્યાંજ મુનિ જન જાય છે.
વિચારસાગરે પડી બાઇને પછીથી તીહાં,
દૂરના રૂદન કેરા શબ્દ સંભળાય છે.—૨૦૫

"વીર! ધીર આમ કોઇ નજર કરી ન્યાળો;
"પાપથી પીડાયલીને પ્રેમ ધરી પાળો.
"માતથી વિખુટી પડી દુઃખ ઘણું દીઠું;

"સોનું હા ! વિસારી અમે લોહ હસ્ત લીધું'—૨૦૬
"રાંક વાંક બાળકોનો વેંમથી વિચારો;
"ભ્રાત ! માતભ્રાતને શું વેગળો વિસારો?
"ભગની સર્વ મોટી છોટી ખોટી થઈ બાઇ !
"પારકી જણી પ્રસંગે કેદમાં પુરાઈ.—૨૦૭
"જાગી કોઇ વીરભાઈ ! ફંદ ફેડી નાંખો;
"દૂરવાસી ભગની તણી બેડી કળથી ભાગો.
"હળીમળી રહીશું પછી ચિત્તશાંતિ થાશે;
"ભ્રાંતિ ભેદે ધન્ય ! ધન્ય ! વિશ્વમાં વદાશે.—"૨૦૮
"દુખિત વાણી પછી અટકી ગઈ.
"ધ્વનિ હજુ પણ કર્ણથી ના ગઈ.
"ચિત વિચારતી નાગણ તેટલે,
"મુનિ જઈ વળી આવત તે પળે.—૨૦૯
ઘડિ વિચાર મહિં ગઈ જેટલી,
પળ બરાબર લાગત તેટલી.
નમી પડી પગ પ્રશ્ન પછી કર્યો:—
"મુનિ કૃપા કરી ભેદ બધો કહો."—૨૧૦
મુનિ કહેઃ—"સઘળું નિરખી રહી ?"

"તવ કૃપાથકી આશ પુરી થઇ"
કહી, નમી ચરણે પછી ભાળતી;
સકળ લોપ થયેલ જ ન્યાળતી.—૨૧૧

ચમત્કારી આ' તો સકળ, મુનિ, વાતો ઉચરશે.
જઈ ભ્રાંતિ જેથી ચિત જરીક જોઇ જ ઠરશે.
તથાપિ હો! ભાઈ! સમય બહુ બારીક નિરખી,
અહીં થોભી બાકી લખીશ વળી પત્રેજ હરખી.—૨૧૨

---

પાતાળ વાસી તણી વાત વિચારતામાં,
ગાળ્યો ઘણો વખત છે ભઈ! વારતામાં.
ના જાણતો વિસરી એ તુજને જ ચૂકે;"
શું લોહચુંબક કદિ નિજ લક્ષ મુકે—૨૧૩

"પ્રવાસથી સ્નેહ વિનાશ પામે."
રખે સ્મરે તે ભઇ! આજ ઠામે,
કબૂલ મારે મન **કાલિદાસ,**
જેને મતે વૃદ્ધિ કરે પ્રવાસ.—૨૧૪

વિયોગના ક્ષારસમુદ્ર માંહે,
જે એક મીઠી લહરી ગણાયે;

તેવો ન એકે પણ પત્ર પામ્યો;
શું પ્રેમીને છેક જ તેં વિસાર્યો!—૨૧૫

કે શું સુધાસાગર! કાય તારી,
આ રોગરાહુ થકી છે ગળાણી?
કિંવા વિપદ્ બાદળથી છુપાયો?
કે શોકસર્પે ભઈ! શું ડસાયો?—૨૧૬

પ્રપંચીના પાસ મહિં ફસાયો,
કે મૂર્ખ સ્વામી થકિ શું દબાયો?
કે આજના શું અધિકારી પેઠે;
તું એ ચઢ્યો છે અધિકાર કેફે?—૨૧૭

આવા કુતર્કો કરૂં નિત્ય ઝંખી;
ખરૂં કહ્યું સ્નેહ જ પાપશંકી;
તારે ચિતે શું નવ કાંઈ આવે?
કે એક પત્રે પણ ના પઠાવે?—૨૧૮

છે ત્રણ વર્ષો થકી ભાઈ નાતું,
ઝાઝું ચઢ્યું હાલ વિલોકિ ખાતું.
મેં આવરો તારવવા જ માંડ્યો
ન સાત દા'ડા મહિં પાર પામ્યો;—૨૧૯

અવેજ જે જે પણ હાથ આવ્યો,
તે નોટ લૈને કડકો પઠાવ્યો.—
સ્વીકાર થાશે કદિ ખાંડ પે'લો,
બીડીશ બીજો પ્રિય ભાઈ! વે'લો;—૨૨૦

રે! વાંચનારા ભઈ! આજકાલ
છે પત્ર નિર્માલ્ય તણો સુકાળ;
**એપ્રીલફુલના** દિનમાંહિ જો જે,
તણાઈ જાયે મુજ પત્ર સે'જે.—૨૨૧

પતંગ ને દોર મળી ગયેથી,
ને વાયુનો યોગ વળી થયેથી,
ચઢયો ત્વરાથી ઝટ આ પતંગ;
મારે સુસાટા જીતવા જ જંગ.—૨૨૨

કાર્યે ગુંથાયા સહુ ભાઈ! ભાળી,
મેં ગોઠ આ ગુપ્ત રિતે જ મારી;
પ્રસંગ આવી મળતાં ન ફાવ્યા
સાદી મહિં તો પણ પેચ આવ્યા.—૨૨૩

વિકાર વાળો જયમ તત્વવેત્તા,
ટાંપી રહેલો મન માની સત્તા;

ઢાંપી રહ્યો તેમજ ભાઇ આજે,
આલસ્ય ત્યાગી ગુણ ગ્રાહી થાજે.—૨૨૪

હવે તો હે! ભાઇ! નજર કરિ ઉંચે નિરખવું.
દશારંગો દેખી હૃદય થકી નિત્યે હરખવું,
વિપક્ષો જે કે'તે ગુણિજન થઇને સમજવું
અને તારે દક્ષ પ્રિયજન તણું નામ સ્મરવું—૨:

| | |
|---|---|
| ૨૦-માર્ચ-૧૮૯૯. | લી. હિતેસ્વી |
| અમદાવાદ. | **નવીનના યથાયોગ્ય.** |



☞ આની સંપૂર્ણ ટીકા વળી યોગ મળ્યે;
હ્રસ્વદીર્ઘ છંદ જોઈ વાંચનાર ! કરી લેવા
ાસ્દી લેશે; છંદ નીચે પ્રમાણે વાંચવાઃ—

અર્પણ—વસંતતિલકા. ૧–૨—વસંતતિલકા–૩—ઇન્દ્રવજ્રા–૪—શિખરિણી–૫—હરિગીત–૬—મંદાક્રાંતા–૭—ગીતિ–૮—૧૫–તોટક–૧૬–૧૯—માલિની–૨૦—૨૯–મનહર—૩૦—૩૩–નારાચ–૩૪–૪૩—ત્રિભંગી–મહિંમહિં મિશ્ર–૪૪—૪૭–તોટક—૪૮–૫૧—ચામર–૫૨—૬૪–શિખરિણી—૬૫–૭૭–લલિત—૭૮–૮૩—ભુજંગી–૮૪—૮૬–સારંગી—૮૭–૧૨૪—મંદાક્રાંતા–૧૨૫—૧૮૩–ઇંદ્રવજ્રા—ઉપેન્દ્રવજ્રા. ઉપજાતિ–૧૮૪—દ્રુતવિલંબિત–૧૮૫—શાર્દૂલવિક્રીડિત–૧૮૬—૧૯૦–દ્રુતવિલંબિત—૧૯૧–૧૯૪—રૂચિરાછંદ–૧૯૫—૨૦૧–રોળાછંદ—૨૦૨–હરિગીત—૨૦૩–૨૦૫—મનહર–૨૦૬—૨૦૮–મહિદીપછંદ—૨૦૯–૨૧૧–દ્રુતવિલંબિત—૨૧૨—શિખરિણી–૨૧૩—વસંતતિલકા–૨૧૪—૨૨૪–ઇંદ્રવજ્રા—ઉપેન્દ્રવજ્રા–ઉપજાતિ—૨૨૫–શિખરણી.

इतर कर्मफलानि यदृच्छया
विलिख तानि सखे चतुरानन
अरसिकेषु कवित्वनिवेदनम् २५
शिरसि मा लिख मा लिख मा लिख ।

---

विनाश्रयं न राजन्ते कवयो वनिता लताः ।

---

☞ બીજા પત્રો પૂર્ણ આશ્રય મળ્યે
પ્રગટ કરવામાં આવશે.

---